હીઝ હાઇનેસ, નામદાર આગાખાન

# સર સુલ્તાન મહમદશાહ.

જી. સી. એસ. આઈ., એલ. એલ. ડી.,

એન્ડ ફર્સ્ટ કલાસ ચીફ ઑફ ધી બોમ્બે પ્રેસીડેન્સી

ઇસ્માઇલીયોના અડતાળીસમા ઇમામ હાદીયુલ

મેહદી, સાહેબુલ અમ્ર

ની

## ૪૨ મા મુબારક સાલગ્રેહ

ના

ધી યંગ ઈસ્માઇલી વિદ્યા વિનોદ કલબના

ખુશાલીના મેળાવડા પ્રસંગે, તા૦ ૨૪-૭-૧૯ ના

દીન માટે ખાસ રચવામાં આવેલા ગાયનો.

સંગ્રહ કરનાર:—

**પીરમહમદ વીરજી હાજીયાણી**

પ્રેસીડેન્ટ.

આવતી ૧ લી પ્રત ૩૦૦૦.

"કયસરે હીન્દ" પેપર પ્રીન્ટીંગ વર્કસ, સાસુન બીલ્ડીંગ, કોટ, મુંબઈ.

# ધી યંગ ઇસ્માઇલી વિદ્યા વિનોદ કલબ.

——:o:——

## હર્ષોદ્‌ગાર.

——:o:——

'જગતના ઝળકતા વાતાવરણના રોહમાં સુલેહ ના સુન્હેરી શબ્દો કારગર કુદરતના હાથો વડે નકશ થઇ ચુકયાં છે. તેમાં દાનીયાલની ભવીષ્ય વાણી મુજબના બ્રિટન પક્ષે સાબીત થએલા સરદાર મીકાઇલ જેવા તથા સનાતન ધર્મ મુજબ દશમ અવતાર અલી સ્વરૂપ અને મહાન ઇસ્લામનું ચલુ જીવન રૂપ હ. અલીની સીધી નશલે કુરઆને શરીફની સનદ મુજબ ઇમામતનો મૌજુદ વારસ અમારો સીરતાજ નામદાર સર સુલતાન મહમદશાહ, જી. સી. એસ. આઇ; એન્ડ એ ચીફ ઓફ ધી બોમ્બે પ્રેસીડેન્સીની ૪૨ માં વર્ષની રળીયામણી સાલગ્રેહ પ્રસંગે અમારો નીયમીત આનંદનો આ વરસનો હીસ્સો જુદા જુદા મેમ્બરો અને ઉત્સાહીઓ તરફથી પ્રેમ પુર્વક અને સહૃદય લાગણી ફકત મળેલા ગાયનો દ્વારા આ બુકમાં સમાવાને રજુ કીધો છે તે પ્રત્યે દરેક ઇસ્માઇલી વાંચક વર્ગનું ધ્યાન ખેંચવા ઇલ્તેમાસ 'કરતાં આનંદ થાય છે.

સામેલ રહેલા ગાયનોની રચના તરફ નહી પરંતુ તેના ભાવ તરફ લક્ષ દોરવતાં પ્રેમી હ્રદય દ્નની એ શીરસ્તાઇ વાજીંત્રના નાદ તરીકે સાલગ્રેહનો આનંદ ઉજવવાનો મ્યુઝીક થઇ પડે એમ માન્યું છે.

આ ગાયનો સાલગ્રેહના મુબારક દીવસોમાં ખાસ જલશા સ્વરૂપમાં અમારી કલબ તરફથી ગવરાવવામાં દર વરસ તક લેવામાં આવે છે પણ આ વરસે એ જલસાની આનંદ વધુ યાદગાર બને અને ગાયનો તેના ખરા સ્વરૂપમાં આનંદ ઉછળાવે એવા સરસ હેતુ વડે ખાસ ગવૈયા મારફતે એ ગાયનો પુરતાં ઠાઠમાઠથી રજુ કરવાની અમારી ખાહીશને અમારી અદના સેવા તરીકે ગણી છે.

એકંદરે નામદાર આગાખાનની આ ૪૨ મી સાલગ્રેહનો પ્રસંગ એ આખા જગતમાં વ્યાપી રહેલા નીર્ભય શાંતી સાથે એવી રીતે જોડાઈ ગયેલો છે કે તે કદીપણ વીસરાય તેવો નથી, એવા પ્રસંગે દુનીયામાં પથરાયલી સુલેહ અને શાંતી સાથે અમારી ધાર્મીક ખુશહાલીનું ખરૂં સ્વરૂપ આ ગાયનો વડે દાખવવાની અમારી કલબને જેબી તક મલી છે તે માટે કલબ પોતાને ભાગ્યશાલી માને છે, અને સાચા જીગર અને શુધ્ધ મન વડે દુવા ગુજારે છે કે આ ૪૨ મી સાલગ્રેહના આનંદની વૃષ્ટિ ઘરમાયલી સૃષ્ટિ ઉપર ખુદાના નૂર સ્વરૂપ ના૦ આગાખાન સર સુલતાન મહુમદ શાહની અમી દ્રષ્ટિ વડે વરસતી રહે અને સતપંથ ને ચાહનારા રસાલ દિલોની હરીયાલી જોનાર આંખોને ઠંડક બક્ષે.

“ આમીન ! ”

લી૦ સેવકો,

એ. જે. લખપતી.

આર. વી. ચારણીયા.

ઑ૦ જો. સેક્રેટરીઓ.



# ઉપકાર દ્રષ્ટિ.

સાલગ્રેહના શુભ પ્રસંગે કલબમાં થતાં ભવ્ય જલશાઓમાં સ્હાયતા અર્પનાર સદ્ગૃહસ્થોનો આ તકે જાહેર ઉપકાર માનતાં હૃદય અત્યંત હર્ષિત થાય છે. અમોને કહ્યા વીના ચાલતું નથી કે કોમના જાણીતા દિલશોઝ સદ્ગૃહસ્થ શેઠ હાજીભાઇ નેણશી નથુ સાલગ્રેહ પ્રસંગે તેમજ કલબમાં થતી જેનરલ મીટીંગો પ્રસંગે ઇલેકટ્રીક રોશનીઓ તથા ડેકોરેશન વિગેરે જોઇતી ચીજો કાંઇ પણ ચાર્જ લીધા વગર પુરી પાડે છે જે માટે કલબ ખરેખર તેઓનો અત્યંત આભાર માને છે. મી૦ સાલેમહમદભાઇ મુળજી લાઇટવાલા સાલગ્રેહ પ્રસંગે અતિ શ્રમ વેઠી ઇલેકટ્રીક રોશનીની ફીટીંગ કરી આપી કલબને પુર ભપકામાં શણગારી આપે છે તે બદલ તેઓનો ઉપકાર. મી૦ સુલેમાનભાઇ કાનજી ઇલેકટ્રીક ફીટીંગની વખતો વખતની જરૂરીયાતો પુરી પાડે છે, તેવણને પણ આ તકે યાદ

કરતાં આનંદ થાય છે. ઇસ્માઇલી સાલગ્રેહ પ્રસંગે કે કોઇ અન્ય જરૂરી પ્રસંગે ઇસ્માઇલી ધાર્મિક ફ્રી લાયબ્રેરીનો હોલ વાપરવા દેવા માટે મજકુર લાયબ્રેરીના કાર્યવાહકો તેમજ ઑ૦ સેક્રેટરી શેઠ જાફરભાઇ શેરમહમદ નો આ તકે ઉપકાર માનતા ખુશહાલી પ્રદર્શિત કરીએ છીએ, ખરેખર! તેવણની કલબ તરફની દિલશોજી અને ઉદાર લાગણી માટે કલબ હંમેશા આભારના ભાર તળે દબાયલી છે.

કલકતાવાલા મરહુમ શેઠ કાસમઅલી ભાઇ લધા મહમદ પોતાની હૈયાતી દરમ્યાન કલબના માનવંત મેમ્બર તરિકે આ કલબની ધરેક ઉન્નતિમાં ખરી ધાર્મિક લાગણી વડે ઘણી કીમતી મદદ પોતાના પદરથી આપી છે તેના આ સદગુણોને યાદ લાવતાં એ મરહુમનો ફોટો આ બુકમાં દાખલ રાખી અમારી ફરજ વિચારી છે અને એમના રૂહની શાંતિ આ સાલગ્રેહ પ્રસંગે ઇચ્છીએ છીએ, અને એમના ભાઇ શેઠ જાફર ભાઇ લધા મહમદ આ કલબના મેમ્બર તરિકે પોતાનું નામ નોંધાવી તથા અવારનવાર મદદ આપી કલબને ગયેલ ખોટ બદલ દિલાશો આપ્યો છે. તેમનો ઉપકાર યાદ કરતાં સંતોષ જાહેર કરીએ છીએ.

કલબના કાર્યમાં પોતાની સામેલગીરીથી તરક્કી ઇચ્છનારા મુંબઇવાલા મરહુમ કાસમઅલી લધા જખમશીની યાદી બદલ તેવણનું ગયા વરસનું રચેલું ગાયન આ વખતે સામેલ રાખતાં એમનો સદભાવ અને ઇસ્માઇલી બાહોશ અને ઉમંગી લેખકની પડેલી ખોટ માટે આ કલબ પોતાની દિલગીરી દર્શાવતાં એમના રૂહની શાંતિ ઇચ્છે છે.

અમારી કલબમાં શાલગીરી પ્રસગે રચાતા ગાયનોમાં સહાયતા આપનાર અને કાવ્ય બનાવવાના શોકમાં વૃધ્ધિ કરનાર કવી ઇબ્રાહીમભાઈ જુશબ વરતેજીનો આ તકે જાહેર ઉપકાર માનવાની અમો રજા લઇએ છીએ તેમજ મી૦ જાફરભાઈ નુરમાહમદ કરાંચીવાલાની આ પેમ્ફલેટની ૧૫૦૦ નકલો પોતાના નામે છપાવવાની ઉમેદવારીને અંતઃકરણથી વધાવી લેતાં આનંદ થાય છે.

છેવટે મેમ્બરો ઉપરાંત સુન્ની મુસલમાન, હિંદુ, વોહરા વિગેરે સદગ્રહસ્થોએ પોતાના ભાવિક ઉદ્ગારોથી આ સાલગ્રેહ સુન્નાને અસાધારણ શોભાયમાન બનાવી છે તે માટે ખરેખર તેવણુનો કલબ જેટલો ઉપકાર માને તેટલો થોડોજ છે. મૌલા સર્વને નેક હિદાયત બક્ષે.

આમીન.

લી૦ સેવકો,

પી. વી. હાજીયાણી, પ્રેસીડેન્ટ.
એ. જે. લખપતી ઑ. જો. સેક્રેટરી.
આર. વી. ચારણીયા ઑ. જો. સેક્રેટરી.
એ. આઇ. મોદી ઑ. ખજાનચી.
આર. બી. અંજારીયા, ઑડીટર.
કે. એમ. દાવદાણી.
કે. એમ. જીવાણી.
જી. કે. મહમદ.
એન. બી. ઉનાવાલા.
કે. આર. સુતરીયા.

મનેજીંગ કમીટી.




## ગાયન ૧ લું.



### જય ! ૐ અલી !

સ્તુતિ.

જય ! ૐ અલી !
જય ! ૐ અલી !

જય ! જય ! મચ્છ કચ્છ વંરાહ વામન !
ફરશરામ રામ કૃષ્ણ બુદ્ધ નકલંક !
પ્રભુ સુલતાન મહમદ પરતક !
હાશમ તનમન જોમ અલી !

જય ! ૐ અલી !

હાસમ ઉર્ફે હસમુખરામ.

# ગાયન ૨ જું.



તર્જ—(ખુને જીગરકા પીતે હય).

નૂરે અલી કા કહતેં હયેં, હમ ૐ નિરાકાર;
નૂરે અલી સુલ્તાંપે કરતે, આપની જાં નિસાર.—નૂરે.

મય પરવાના બન ફીરતા,
શમ્અ નૂરપે જલજલ મરતા;
જબ ખુદી કો અપની ખોતા,
તબ વસ્લિ હક મેં હોતા;
અલી ૐ નીરાકાર.—નૂરે.

સુલ્તાં હય સબસે આલા,
નુરની સુરત વાલા;
દેખા જબ ચહેરા નિરાલા,
"હાજીયાણી" હુવા મતવાલા;
અલી ૐ નિરાકાર.—નૂરે.

"હાજીયાણી."



# ગાયન ૩ જું.

## તર્જ—દિલહી નહો કાબુમેં.

ગુલગુલો ગુલશન મહિં ગાએ છે કવ્વાલી,
ખીલી શી ખુશાલી ?
પત્તા પરસ્પર પ્રેમથી, આપી રહ્યાં તાલી,
ડોલી રહી ડાલી.
પમરી રહ્યા સુપુષ્પો, લતા કુંજમાં ફાલી,
મંદ લ્હેરીઓ ચાલી.
ચુમે મધુકર અધરથી, ગુલાબ ની લાલી,
આલિંગનો આલી.
ટહુકે સુકોમળ કંઠે, કેવી કોકીલા કાલી ?
મસ્તી માંહિ મ્હાલી.
પ્રભુની પ્રભૂતા દાખવે, શી જન્મ ખુશાલી ?
છે દિવ્ય દિવાલી.
"અબ્દ" દિલ ફુલવાડીના, ઓ મોંઘેરા માલી,
છું તારો સવાલી.
મુર્તિ મધુરી નૂરીલી, દેખાડ નીરાલી,
કર આત્મ ઉજાલી.

"અબ્દ."

# ગાયન ૪ થું.

## કવાલી.

મુરીદાને શહેવાલા ખુશી અબ તુમ્કો હાંસીલ હો;
યે જશ્ને સાલગીરેહ કુવ્વતે રૂહ રાહતે દીલ હો.
નિગાહે ફૈઝ ગર સુલતાન શા ડલે તો કયા પીર હો?
જો હો અજહલ તો અકમલ હો જો હો જાહીલ તો કામીલ હો!
તુમ્હારા સિલસીલા એક કુરબતે હક્કા વાસિલા હય;
જો હો બ્રસમે મુસલસિલ રહેમતે હક ઉસ્પે નાઝિલ હો.
ઉઠાયા ફૈઝ પૂરપને મેરે સુલતાને આલિસે;
મેં બન્દા આપકે દરકા મેરી બા હલ્સે મુસ્કિલ હો.
કરો તુમ દસ્તગીરી ઉસ્કી જો બૈયત કરે તુમસે;
જો સાફી હો તો સુફી હો જો આમાલ હો તો કામીલ હો.

" સુફી (એક મુસલમાન સદગ્રહસ્થ)."



## ગાયન ૫ મું.

### તર્જ —( છબ દિખલાજા )

એ.....અબદિલ આજા, સામ શુંદરવા,
તલસ રહા જીયા મોરારે—અબ૦.
તારે ગીનત મોરી, બીતત રએના,
નએના બહત જલધારીરે. —,,
પૈયાં પડું બલ જાઉં સખીરી,
બતલાદે પીયા મોરારે—અબ૦.
"ઇશામ".

## ગાયન ૬ ઠું.

### ધ્રુપદ.

અબતો મુરાદ મેરી, તુમદાતા, રાજનકે દાતા,
સુલતાન મહમદશાહ, અલી, અલી,
કબસે તેંહારી રાહ, તકત હું, તોરે દરશનકી આસ રખત હું.
જલદી આવો, બેગી પધારો,
સુરી કો ધાવો, જલવા દીખાવો, મોરામન હરખાવો.
ઇબને અલી, હસનકે દુલારે,
શાહા સુલતાન મહમદશાહ, અલી, અલી.
"સુફી (એક મુસલમાન સદગ્રહસ્થ)."

# ગાયન ૭ મું.

## તર્જ—"દિલે બે કરાર સોજા."

ગઝલ.

મૌલા તું છે અમારો, તું ખલ્કનો સીતારો,
દિલદાર તું દુલારો, સુલતાન શાહ મહમદ.
આવોને ચશ્મ તારા, અમથી ન થાઓ ન્યારા,
તડપે જીગર અમારાં, સુલતાન શાહ મહમદ.
દિવાનો છું હું પ્યારા, ઝૂરૂં વિયોગે તારા;
વરસાવ પ્રેમ ધારા, સુલતાન શાહ મહમદ.
વિલાત દો વિસારી, અમ આરઝૂ સ્વિકારી;
લાગે જુદાઇ કારી, સુલતાન શાહ મહમદ.
આ "હાજીયાણી" અંતર, આવી વસો નિરંતર;
તું રહેમ નો શમન્દર, સુલતાન શાહ મહમદ.

"હાજીયાણી."



# ગાયન ૮ મું.

જપતા હું તેરી યાદકી માલા મેરે દીલમે,
હો જલ્વા તુ બુએ બરકે તજલ્લા મેરે દીલમે.
યે આંખોંસે ગફલતકા અગર ઉઠ જાએ પરદા,
મૈભી તેરે જોબનકા તમાશા દેખું દીલમે.
તુંહી મેરા પ્યારા હય તુંહી જાની હય મેરા,
આ તુજકો બીઠાલું મેરે છયલા મેરે દીલમે.
કરતા હું " મીમ " ઝીક્ર બાતો તેરા કરતા હું,
જુજ ધ્યાન નહિ ઔર કીસીકા મેરે દીલમે.

" મીમ ".



## ગાયન ૯ મું.

કોઇ યેહ મુઝદએહદ જાકે કેહદો જયોજે પંજુમસે,
કે આયે હઝરતે ઇશા હયે ફીર ચરખે ચહારૂમસે.
અબસ ગાફીલ હય અકસર લન્ડની સુલતાં મસીહા હય,
હમારે શાહકી ખાલી નહિ હય દીલલગી તુમસે.
મસીહાઇ કરીસ્મે ફીર નઝર આને લગે હરજા,
જીલા દેતા હય મુરદા દીલકો સુલતાં લબ્ઝે કુમ કુમસે.
કરે તેરા સો ઓર પચેંતીસમે ઇમદાદ વોહ તેરી,
યહે ઝાહીર હય કીતાબે દાનીયાલી કે તકલ્લુમસે,
સીતારે સરવરે આલમ કેહી કદમોંસે ઝડતે હયેં,
મુનવ્વર શાહ કે નકશે કદમ હય નુરે અંજુમસે.
ફીદાઇ હઝરતે સુલતાં મહમદ કે અઝલ સે હયેં,
યેહ ઇઝહારે તમન્ના હય હમારા સરબસર તુમસે.
મઝાકબ ગએરકો મીલના મદહે શાહસે "આશીક,"
સુનાયે શાહકી લીઝત કો પુછો અબ્દકરૂમસે.

"આશીક". (વોહરા ગ્રહસ્થ)



# ગાયન ૧૦ મું.

જલ્વા દિખાદે આગ્રનાં તલબગાર હું—સુલ્તાં;
આ જલ્દ દવાદે કે મય બિમાર હું—સુલ્તાં.
ન હુર કી ખ્વાહિશ હય ન જન્નત કી તલબ હય;
તેરાહી હું તેરાહી તલબગાર હું—સુલ્તાં.
મય બાદા હકીકત કા પ્યાસા હું અય સાકી;
દે જામે હકીકત મુજે મય ખ્વાર હું—સુલ્તાં.
કીસ વાસ્તે છેડે હય મુઝે કાઝીયો મુલ્લાં;
અછા હું યા બુરા હું ગુન્હેગાર હું—સુલ્તાં.
"સુફી" કો કોઇ મુઝે તું કીરતા હય શયદા;
સૌબાર યેહ તેરાહી તલબગાર હું—સુલ્તાં.

"સુફી." (મુસલમાન)



# ગાયન ૧૧ મું.

શહે કોનો મકાં સુલ્તાં મહમદ,
ઇમામુલ ઇન્સોજાં સુલ્તાં મહમદ.
યેહી હય નાતેકુલ કુરઆન વલ્લાહ,
અલીકા જીસ્મજાં સુલતાં મહમદ.
પીયો ભરભર કે જામે બાદયે ઇશ્ક,
કે હય પીરે મુગાં સુલ્તાં મહમદ.
પતા૦ કોઇ પુછે હકકા મુજશે,
બતાદું મેં નશાં સુલ્તાં મહમદ.
"નશીરૂદીન", ક્રી યે કલ્તેજા હય,
પીરે હીન્દુસ્તાં સુલતાં મહમદ.

"નશીરૂદીન." (વોહરા ગ્રહસ્થ.)



# ગાયન ૧૨ મું.

## સાખી.

અમ "અબ્દ" પર તુજ "રહેમ" ની વરસાવજે પુષ્પાંજલી,
તુજ નૂર જ્યોતિ દાખવી વિકસાવજે અંતર કલી.

## હરીગીત ચાલ.

નભથી શશીની ચંદ્રિકા સાગર મહિં હસ્તી હતી,
વળી કોકીલા ટહુકારમાં કૈં ગજબની મસ્તી હતી.
તરૂવેલીઓ મન્દ મન્દ પવનની લ્હેર લ્હેરાતી હતી,
મેના મધુરી મગન થઇ મલ્હાર ધુન ગાતી હતી.
કૈં કૈં કળા કરતાં કલાપી કુંજમાં ટહુકી રહ્યા,
કળીએ કળી ભમતા ભૃમર રસ ચુમ્બનો લૂંટી રહ્યા.
ગુલપર ફીદા થઇ બુલબુલો બાગો મહિ બોલી રહ્યા,
કલ્લોલ કરતાં પંખીડા વૃક્ષ ડાળીએ ડોલી રહ્યા.
સ્વર્ગ વાટિકા પુરણ પ્રફુલ્લીત પુષ્પથી ફાલી રહી,
નૃત્યો કરે જ્યાં અપ્શરા સંગીત ધુન ચાલી રહી.
કો' હિંચતી હિંડોલપર કો' પુષ્પ વીણી લાવતી,
વરમાળ ગુંથી શાહને કો' અર્પવાને આવતી.
શી રમ્ય લીલા આજની! શી જીંદગીની બ્હાર છે?
છે સાલગ્રેહ શોહામણી, ધન આપણો તહેવાર છે!
શાહની અમીની દ્રષ્ટિથી, વૃષ્ટિ "રહેમ" વરશી રહી.
ઇસ્માઇલી સ્રિષ્ટ હૃદયમાં જીલવા તરશી રહી!

"રહેમ."

# ગાયન ૧૩ મું.

## શેર.

નુરન અલ્લા નૂરકી જો, શાન હય કુરઆનમેં,
વો શાન સે સોંપો, ખુદા કા નૂર હય સુલતાનમેં.

## કવાલી.

ઇન્તેઝારી જીસકી થી, રોશન સિતારા હો ગયા,
સુન્ને દો આલમમેં, મ્હેદીકા નકારા હો ગયા.
અસ્પે દુલદુલ કી સવારી, દસ્તમેં હય ઝુલ ફીકાર,
વો અલી અવતાર નિકલંક, આશકારા હો ગયા.
ચર્ખે ચ્હારૂમ સે જહાંમેં, આ ગયે ઇશા મસિહ,
વો કીતાબે દેનીયાલી, કા ઈશારા હો ગયા.
ઇન્જીલો તૌરાતસે, ઔર હદીસો કુરઆનસે,
ઔર બેદકે ભી ભેદસે, સુલ્તાં દુલારા હો ગયા.
"અબ્દ" કી આંખોંસે સુલ્તાં ખુદ ખુદા આયા નઝર,
ઉન્કો ખાક આએ નઝર, જીસ દિલ અંધેરા હો ગયા.

"અબ્દ"

# ગાયન ૧૪ મું.

નથી મલતું પતું તારૂં કીયાં જાઉં કીયાં હું હું,
નિહાળું કયાં તારૂં મુખડું કયાં જાઉં કયાં હું હું.
ભટકયો પહાડો જંગલમાં લાગી આતશ મારા મનમાં,
હું તુજ વિણ થઇ ગયો મજનું કયાં જાઉં કયાં હું હું.
અમારી આ ઉમર અધળી જુદાઇમાં તારી વીતી,
હથેલી ખેદથી મસલું કયાં જાઉં કયાં હું હું.
પતું તારૂં નથી મલતું બધી દુનિયા ફરી હું હું,
કયાં બેસું કયાં ઉઠું કયાં જાઉં કયાં હું હું.
કયાં પણ જો મને ભેટે તો લઇ આવું તેને ઘેરે,
કદી તેને ન જાવા દઉં કયાં જાઉં કયાં હું હું.
નથી કોઇ રફીક મારો નથી કોઇ શરીક મારો,
કોનાથી દીલ હું બહેલાવું કયાં જાવું કયાં હું હું.
"સુફી" પેહે કયાં પેહો નજર પડતો નથી કેથો,
છુપો પડદામાં કેમ એવો કયાં જાઉં કયાં હું હું.

### શેર.

તે નજર પડતો નથી પણ છે નજરની આગળે,
સુર્ય જોયો છે કદી કોઇ બતાવો આંધળે ?

"સુફી (એક મુસલમાન સદગ્રહસ્થ)."



# ગાયન ૧૫ મું.

માઅબુદ તું હે સબકા, સુલતાન નામ તેરા,
અફ્‌જલ હય શાન તેરી, આલી મુકામ તેરા.
બખશીશ તેરી સરાસર, હય ફયજ આમ તેરા,
અહેશાન હદસે અફ્‌જુ, હે બા કલામ તેરા.
તાઅતસે તેરી યા શાહા, કોઇ નહી હય બાહર,
દએરો હરમમે પ્યારે, લેતે હયેં નામ તેરા.
આંખે ઉઠાકે યા શાહ, જીસ જીસ્કો મૈને દેખા,
બંદાહી તેરા પાયા, નીકલા ગુલામ તેરા.
શાહો ગદા હય આજીજ, ગરદન ઝુકી હય શબકી,
મહેતાજ તેરે દરકે, હય ખાશો આમ તેરા.
હય "મામ" એક તુમારા, દાશોંકા દાશ પ્યારે,
કરતા હું નાજ કયા કયા, લે લે કે નામ તેરા.

"મીમ"



# ગાયન ૧૬ મું.

ગઝલ.

અમારા ખલકના શાહની. જંયતી આજ ઉજવાયે,
અમારા શાહે સુલતાંની, જયંતી આજ ઉજવાયે.
અમારી આજ છે અષ્ટમી, અમારી આજ છે નવમી,
કૃષ્ણુ રમ નીકલંકની, જયંતી આજ ઉજવાયે.
અમારા આજ ગોવિંદા, અમારી આજ છે ગરબી,
ગીતો ને રાસ લીલાથી, જયંતી આજ ઉજવાયે.
કુરાને નાતીક કહેનારા, અમારા એજ છે મોલા,
ધમામે હુસેનના વંસની, જયંતી આજ ઉજવાયે.
તુહી શ્રી રામ તુહી કૃષ્ણુ, તુહી મોલા છે "મોદી"નો,
અલી અવતાર નીકલંકની, જયંતી આજ ઉજવાયે.

"મોદી."

## ગાયન ૧૭ મું.

### તર્જ—આંઇ સુણો મુંજી ગાલ.

અય સુલતાન મહમદ શામ, તું છે હાઝર ઇમામ;
તું છે હાઝર ઇમામ, તું છે હાઝર ઇમામ.
તારી સાલગીરી કામ, ઇસ્માઇલીયો ખર્ચે દામ;
કરે મોટી ધુમ ધામ, થઇએં ખુશી તમામ.
અહા! સાલગીરી આવી, સાચા મોમન ને ભાવી;
ઓલા મુન્કર ઓના, મ્હોડાં કાળાં થયાં.
તે તો કરે માથાકુટ, તેમાં પડી ફાટફુટ;
ઇમામ હાઝર વગરના, તે હેરાન થયા.
ઇસ્માઇલીયો સૌ સાથ, કરે વિનતી દીનરાત;
સુલતાન મ્હેરૂં કરો, કદમ હીંદમાં ધરો.
અમે છઇએં તારા બાળ, તારૂં અમપર ઘણું વ્હાલ;
તારા "નૂરે" અમે ન્યાલ, ઉમેદ પુરી કરો.

"નુર."



# ગાયન ૧૮ મું.

## સાખી.

આપ ઉધ્ધારણ સાંઈના, શહેનશાહ સુલતાન.
દર્શન આપી "અબ્દ" ને "રહમ" કરો દીલજાન.

## ગઝલ.

અધીરી આંખડી તલસે, તમારી ઇન્તેજારીમાં,
સહું કુષ્ટો કીયાં સુખી, તમારી યાદગારીમાં.
ઝરે છે અશ્રુની ધારા, સુકાવો દર્શથી પ્યારા,
તડપતું દીલડું મારૂં, તમારી બેકરારીમાં.
કિંવા દે દિવ્ય દિલ આંખો, અગર દે ઉડવા પાંખો.
કરૂં દિદાર હું હરદમ, હજુરી ખાસ તારીમાં.
ધરી કર પુષ્પની માળા, જોઉં છું વાટડી વ્હાલા,
ઘડી પળ પળ નિહાળું છું, ઉભા રહી હું અટારીમાં.
"રહમ" લાવો ન તરસાવો, જરા દિદાર બતલાવો,
અહોનીસ એજ ગાઉં છું, હૃદય જીવન સિતારીમાં.

"રહમ".



# ગાયન ૧૯ મું.

## કવાલી.

સુલ્તાં હમે દિખાદો, હુસ્નો જમાલ તેરા,
સદકે મય તેરે જાઉં, સુલતાન શાહ પ્યારે.
વાયદા દીયાથા તુમને, આને કા પ્યારે હિંદમે,
અબ તક તુમ ન આએ, સુલતાન શાહ પ્યારે.
ભર ભર કે જામ દે અબ, તેરે ઇશ્કકા હું પ્યાસા,
લીલ્લાહ મુજેહ પીલાદે, સુલતાન શાહ પ્યારે.
આંખો મેં આ સમાઉં, દિલમેં તુઝે બીઠાઉં,
દીલ ખાનએ ખુદા હય, સુલતાન શાહ પ્યારે.
કદમો પે તેરે જાના, નીકલે જો દમહી મેરા,
આતની "કરમ" હો મૌલા, સુલતાન શાહ પ્યારે.

"કરમ"



# ગાયન ૨૦ મું.

(પ્રાણજીવન નામના એક હિન્દુ સદગ્રહસ્થ તરફથી.)

## હરીગીત છંદ.

જેની પ્રબળ સત્તા થકી પ્રથવી પવન આકાશ છે,
મન વાણી બુધ્ધિ વર્ગમાં જેનો વિશેષ પ્રકાશ છે;
ભારે અતિ બ્રહ્માંડનો આધાર ભાર ખરો ખમે,
એ દિનનાથ દયાળ સર સુલતાનને નમીએ અમે.

રચના જગતની જે બધી જેનો વિચિત્ર વિલાશ છે,
એ જગતની રચના વિષે જેનો નિરંતર વાસ છે;
અંતર વિષે વ્યાપી રહ્યો વળી દ્રષ્ટિએ દેખો તમે,
એ દિનનાથ દયાળ સર સુલતાનને નમીએં અમે.

માયા થકી માનેલ જેના રૂપ નામ અનેક છે,
વ્યાપક નિરંતર તોય જે નિર્લેપ નિરગુણ એક છે;
છે દેવનો પણ દેવ જેને જગત આખું જઇ નમે,
એ દિનનાથ દયાલ સર સુલતાનને નમીએં અમે.

જેના બળે જીવાય વેદ પુરાણ જેને ગાય છે,
યોગી વિયોગી ભોગીઓ જેને સદાએ ન્હાય છે;
જંજાળીઓ જેને વિસારી ધુળ ધંધામાં ધમે,
એ દિનનાથ દયાળ સર સુલતાનને નમીએં અમે.

કરનાર પણ ન કરે કશું સંહાર પાલન સર્વનો,
પોતે પ્રકાશક એક જે બીજા પ્રકાશક વર્ગનો;
યોગી સમજવા જેમને દષ્ટ તાપને તનને દમે,
એ દિનનાથ દયાળ સર સુલતાનને નમીએં અમે.

"પ્રાણજીવન."

# ગાયન ૨૧ મું.

હે મને યારબ મોહબ્બત સૈયદે અબરાર ની;
મ્હેર થાય મારી ઊપર હૈદરે કરરાર ની.
ન તો જન્નત ની હવસ ખ્વાહેશ નથી ગુલઝાર ની;
છે તમન્ના મુજને બસ સુલતાનના દિદાર ની.
સાકીએ કૌસર મારી પર થય રહેમતની નઝર;
ત્રસના છીપાઓ માહરી શરબતે દિદાર ની.
સુફી એ સાકી તમારો એક અદના દાશ છે;
લાગણી છે તેના દિલમાં આલઓ અતહાર ની.

"સુફી (એક મુસલમાન સદગ્રહસ્થ)."



# ગાયન ૨૨ મું.

## તર્જ—"ઉશ્કને કહાં તું કૌન હય."

## કવાલી.

અયુબ ને આકર યે પુછા કયા તમન્ના હય તેરી;
મએંને કહા હય આરઝૂ મેરી ફકત દિદાર કી.
ઉશ્કને કહા ચલ સાથ મેરે કુછ કરૂં અહેશાન મએં;
મયને કહા હાજત નહિં તેરે ગુલે ગુલઝાર કી.
ઉશ્કને કહા દિવાના હુવે ઔર જસ્મપે ભૂલા હય તું;
મયને કહા હું નુર તાલિબ વો જલ્લ જલ્લે શાન કી.
ઉશ્કને કહા બતલા મુઝે કયા સનદ તુજ પાસ હય;
મએંને કહા તું દેખલે દિલ મેં યે નકશ સુલ્તાન કી.
ઉશ્કને કહા અરમાં હય કયા ઔર તમન્ના કયા તેરી;
મએંને કહા દેખું ઝલક બસ નૂર કે દિદાર કી.
ઉશ્કને કહા શયદા હય કીસપે સચ બતા "યુસુફ મીયાં"
મએંને કહા સુલ્તાં કા શયદા ઔર આરઝૂ દિદાર કી.

યુસુફ કાસમ થારીયાણી.



# ગાયન ૨૩ મું.

મરહુમ જાણીતા લેખક મી૦ કાસમઅલી લધા લખમશીની યાદમાં તેવણુનું ગયા વરસનું ગાયન આ સાલમાં રજુ કીધું છે. (તુને કયા કીયા મુજકો બતાદે પરી મેરા ચયન ગયા મેરી નીંદ ગઇ)–એ તર્જ.

ગંજે પીનહાં થાતું સબસે પહેલે ખુદા,
ફેનઝન મખફીઅનસે ઇફ્તેખાર કીયા. ૧
પીર નજમુલ કુતુબમે સમાએ દીયા,
ખુદહીકો દુન્યામે ઇઝહાર કીયા. ૨
અલસ્તો બે રબ્બે કુમ તુને કહા,
રૂહોંસે મુખાતીબ હોકે ખુદા. ૩
નુરે મોહમદમે પાકે હીદાયત,
કાલુ બલા એકરાર કીયા. ૪
તુને નુંર મુનવ્વર અપના કીયા,
જબ કાલીબે આદમ મે જલવા દીખા. ૫
ઇબલીશ ઇસ ધોકેમે કરકે ખતા,
ઔર સીઝદેસે તો ઇન્કાર કીયા. ૬
જબકે નુર શજરપે સમાયા અપના,
કોહે તુરપે જલવા દીખાએ દીયા. ૭
મનઝુર કરકે દાવત આશકકી,
મુશાકો તો શર્મસાર કીયા. ૮

વજહુદ્દલાહ કહેતા હએ તુજકો કોઇ,
કોઇ શેરે ખુદા કોઇ દસ્તે ખુદા. ૯
તુને વકતે મહેરાજ અર્શપે હાં,
અપના જાહેર હી ઇસરાર કીયા. ૧૦
હય યેહ નુકતા અજબ દેખો શાને ખુદા,
કે ન જાનો ખુદાસે અલીકો જુદા. ૧૧
જન્ગે ખૈબર મે નાદે અલીકો પડા,
નબી મુસ્તફા જબ ઇંતેઝાર કીયા. ૧૨
ન ચરિંદે પરિંદે ન જન્ને.પરી,
નથે મખલુક આદમ અરેબિરી. ૧૩
જીબ્રાઇલ પર પાયા દોબારા નરી,
ઉસ્તાદ અલી કો કરાર કીયા. ૧૪
આદમ સે પહેલે અંગુસ્તે બંધી,
મસ્ત દેવકો આપને શાન દીખા. ૧૫
વોહી શકસે અલી હમ ઉકેદે. ખુદા,
અયજાઝ દીખા દસ્તગાર કીયા. ૧૬
હમ તુજ કો કહે કયું ઝાતે બશર,
તુ હએ માલીકો કોનેન જન્નો બશર. ૧૭
તુ હએ મુખતાર માલીકે રોઝે હશર,
તુને "સુલતાન" નામ અખતિયાર કીયા. ૧૮

"ખાદીમ."

## ગાયન ૨૪ મું.

"તર્જ—આવો આવો નગરીયાં હુમારીરે"

સદકે તુમપે જાએ જાન પ્યારીરે.
સુલ્તાં તુમપે જાઉં બલહારીરે.
તુમ્હે યુરોપકી હવા ખુબ પસંદ આઇ હય,
કયા હિંદમેં આનેકી તુમને કસમ ખાઇ હય;
કયું ન તડપેગા વો દીલ જીસ્કો તેરી જુદાઇ હય,
જલ્દ આ પ્યારે મેરી તુજસે આશનાઇ હય.
હમશે રૂઠો ન મોલા, મોરારીરે.
રશીદ ઇસ રૂકકેકો લે જાકે ઉન્કો દે દેના,
સુલતાન શાહ કે કદમોપે જાકે બોસાલેના;
હયે યે ઇન્તેઝાર આંખે યે સાફ કહેદેના,
જલ્દ યુરોપસે આકર કે મીલાદે નેના.
હય કાસમકો તેરી ઇન્તેઝારારે.

"કાસમ"




સમાપ્ત.

"કયસરે હિન્દ" પેપર પ્રીન્ટીંગ વર્કસ, [illegible] સરકલ,
કોટ, મુંબઇ મધે મી૦ એરચશાહ રૂસ્તમજી હીરજીમેહેદીને
છાપ્યું છે, અને મી૦ પીરમહમદ વીરજી હાજીઆણીએ પંગ
ઇરમાઇલી વિદ્યા વિનોદ [illegible], સે[illegible], મુંબઇ [illegible]
[illegible] છે.

## સાલગ્રેહ પ્રસંગે ઇસમાઇલી ભાઇઓને આશીશ.

---

વેપારમાં વ્હેવારમાં ધન માલમાં બરકત વધે,
ખુશ ખ્યાલમાં દીલવ્હાલમાં લીજત વધો ઇજત વધો;
ઉછળો ગીની, નોટોના બંડલ લાખો રૂપીયાને ગણી,
સૌ સાચવો ત્રીજોરીમાં લઇ એચ વલભરામની.





અમારી ત્રીજોરીઓ
૧. આગમાં બળે નહી.
૨. ચોરોથી ભાંગે નહી.
૩. પારકે હાથે ખરી ચાવીથી પણ ખુલે નહી.
એક વખત જોઇ ખાત્રી કરો.

ફાયર પ્રુફ તીજોરીઓ, કેશ બોક્શો, તાલા
અને કલો બનાવનારા અને વેચનારા

## એચ. વલભરામની કું૦

કારખાનું—ચકલા સ્ટ્રીટ, ધોબી ગલી, મુંબઇ.

દુકાન—અબદુલ રહેમાન સ્ટ્રીટ અલાહી બાગ
બીલ્ડીંગ્સ, મુંબઇ નં૦ ૩.

# સાલગ્રેહ મુબારક



સાલગ્રેહના શુભ અવસરે ઇસ્માઇલીયો ખુશ ખુશ ફરે,
ઝગમગતી પાઘડી કોટ ને વળી પાટલુન ઉમદા ધરે.
નેકટાઇ કોલર કંઠમાં ભભકો બધો લખલુટ છે,
શોભાવનારા સુટને કાનજી મીઠાના બુટ છે.

દરેક જાતના સ્વદેશી અપ–ટુ–ડેટ બુટ, શુઝ અને સપાટો બાનુઓ, મહરથો અને બચ્ચાંઓને લાયકની તૈયાર છે. તેમજ પાકીટો અને પટ્ટાઓ પણ તૈયાર મલશે.

એક વખત પધારી ખાત્રી કરો

**બીલકુલ કીફાયત ભાવ.**

બહારગામના ઓર્ડરો ઉપર ખાસ ધ્યાન
આપવામાં આવશે.

## કાનજી મીઠાની કું૦,

ખોજા જમાતખાના સામે,

મુંબઈ નાં૦ ૩.

